૩૮૫૧

श्री

# जीनायनमः

# श्रीसुमती चरित्र स्थुली नाटक.



બનાવનાર છપાવી પ્રસિદ્ધ કરનાર.

**શા० પોપટલાલ મુળચંદ.**



**अमदावाद मध्ये:**

આસ્તોડીયા ચકલાની સડક ઉપર શા० લલુભાઈ સુરચંદના ડેહેલાના મેડા ઉપર "અમદાવાદ સમાચાર" છાપખાનામાં શા० ફીલાભાઇ દલપતરામે છાપ્યું.

સંવત ૧૯૪૫.

સને ૧૮૮૯.

કિંમત ૦-૩-૦ ત્રણ આના.

# પ્રસ્તાવના.

હે પ્રીય બંધુઓ આ ચોપડી બનાવવાનો મારો જૈન ધર્મ સંબંધી પેહેલો પ્રીયાસ છે, માટે ભુલ ચુક હોય તે સુધારી વાંચશો. એજ.

આ ચોપડી બનાવતાં અમારા પ્રમપ્રીય ગાંધી સુખલાલ કસ્તુર તરફથી પુરી મદદ મળી છે.

## લાવણિ.

નોકરી કઠણ સીંધવાકી એ રાગ.

સુમતી જીન સુખ સેહેજા નંદી,
કરૂં હું વિનતી આપ પ્રભુને વાર વાર વંદી. સુ. ૧
અનંત ભવ ત્રીર્યંચમાં પડીયોરે;
વળી કરી કુકર્મ પાપી હું નરકે રડવડીયો. સુ. ૨
સુમંતી જીન કાસેંદ્રા સ્વામી;
કીર* કહે મમ બાંહ્ય ગ્રહી, પ્રભુ સીવપુર લ્યો તાણી. સુ. ૩

## સ્તુતિ.

### સર્વે આકરો—ગિતિ.

પ્રભુ સુમંગળા શીરસ્વામી, કૃપા કરીને મતી દ્યો સુખદાય;
એ સીયલ થકી સુખ વરીયા, જેમ મુની ગુણેમે સ્થુલીભદ્રાય.

---

* કીર એટલે પોપટ. જ્યાં કીર આવે ત્યાં પોપટ સમજવો.

નાથ કેસો ગજંકો બંધ છોડાયો.
નેમ' જીન જગત ગુરૂ બ્રહ્મચારી;
તજી રાજુલ સરીખી નારી. નેમ. ટેક.
સમુદ્ર પીતા શીવા દેવી માતા, ક્રશ્ન બળભદ્ર ભાઇ;
આયુધશાળાએ આઇ પ્રભુજી, શંખનાદ સ્વર. ઘેરી. ૧
અનસર 'આયો વરસીદાન દેઇ, કેસરી સંજમે સાંઇ;
દીન પંચાવને કેવળ પામી, દેવ ધુની નરવરે પુરી. ૨
સેહેસ વર્ષ પ્રભુ આયુષ પાળી, ગીરનાર શીખરજીન જ્ઞાની
અણસણ કરી પ્રભુ મુગતે પોહોત્યા, સુંદીર સીવને મીલારી. ૩

# પ્રવેશ ૧ લો.

## સ્થળ ચાંડલીપુરના નંદરાજાની કચેરી.

નંદરાજા..........................પાંડલીપુરનો રાજા.
સુકડાલ..........................નંદરાજાનો પ્રધાન.
પંડ્યોજી..............છોકરીયોને ભણાવનારો માસ્તર.
માનોજી, ફોસાજી વિગરે કચેરીના માણસ.

## બંજારો.

**નંદરાજા**—પ્રીય મિત્ર વિના હો ભાઈ,
કોણ મોબત સાચવે આંહી. એ રાગ.
સુણ મંત્રી વાત સુખદાઇ, મુજ મનથી કહુંછું ન્યાઈ. ટેક
પ્રજા સુખ માંહી રેહેછે; કે અંતેઉર સીયલે પળેછે;

કરો તપાસ સત્ય સુખકારી, સુણ મંત્રી વાતસુખદાઇ. ૧
વણીક પુત્ર વેહેવારે રેહેછે, કુડે માપે કોઇને દેછે;
કહો સત્ય થકી જયકારી, સુણ મંત્રી વાત સુખદાઇ. ૨
વીપ્ર પાઠ વેદ ગુણેજે, સહુ આપ ધર્મે વર્તે તો;
સુખી રઇયત મમ સુખદાઇ, સુણ મંત્રી વાત સુખદાઈ. ૩

## સુકડાલ—રાગ સદર.

આપે વાત કરી સુખ ન્યાઇ, ગૌપાળ પાંડલીપુર સ્રાઇ. ટેક
વણીક કુળ ધર્મ શુદ્ધ રહે છે, વીપ્ર વેદ ચારે ગુણે છે;
પાળે શીયલ સુંદરી સુખ દાઇ. આપે વાત. ૧
શાળામાં સુંદરી ભણે છે, કવી કાવ્ય કરણ કુશળે છે;
પાઠ પીંગળની ભાષાઈ. આપે વાત. ૨
સીવાલયમેં યુગતી ભારી, ચંપો ચંબેલી મોગર જયકારી;
શંભુ અંગે એ અરપાઇ; આપે વાત કરી સુખ. ૩

**ગદ્ય**—અહા મહારાજા ધીરાજ, સર્વ રઇયત આપ ધર્મ ને વિશે સહવર્તમાન છે, પણ હું આજ કથા સાંભળવા ગયો ત્યારે શાસ્ત્રીજીએ ગ્નાન દાનનો ઘણો મોહોત્સવ વધાર્યો વાસ્તે આપ પણ ગ્નાનનું દાન આપો. વળી આપે મને આગળ ઉપર કહ્યું હતું કે જે શાસ્ત્રી હોય તે ગપ્પાં મારે, પણ જીનશાસ્ત્રમાં કહ્યું છે કે:

## રેખતો.

ચાહે ધન્ય દીયો, ચાહે માલ દીયો;
ધર માલ લુટાઇ કે, ભેખ લીયો;
પીન ફીર કહે, સબ દાન દીયો;
પીન ગ્યાન દાન, બીન ધુળ ભયો.

**ગદ્ય**—અહા મહારાજ જીનશાસ્ત્ર પણ આમ બોલે છે

**નંદરાજા**—અહા પ્રધાન શાસ્ત્રમાં પણ કહ્યું છે? ત્યારબાદ વિસ્વનાથ મહેતાજી પ્રવેશ કરેછે. આવી આસીરવાદ આપીને કેહે છે.

**વિસ્વનાથ**—સૈયર સીદને વોળાવો મુને સાસરેજો.

એ રાગ.

સદા અમર રહો ભુપતી નંદજીરે,
થારા સેહેરે ચોસઠ ધડી આણંદનીરે. સદા.
થારા નગરનાં દ્વારે ગુડી ઊછળે જો;
ગાયે ગીત માનની ખીલે ચંદજીરે. સદા. 1
થારા પાઘેરે લીંટી પચરંગની જો;
અંગ ભીનો અતર સુગંધથી જો. સદા. 2
થારા રાજેરે રઇયત નીતી ચાલતી જો;
થારા સત્યે ભગનીપર સુંદરી જો. સદા. 3
આહા માહારાજ આપ શું હુકમ ફરમાવો છો.

### લાવણિ.

અધખીચં મોહોબત તોડી, સુણ દરદી દીવાના એ રાગ.
સુણો વિસ્વનાથ (૨) વિદ્યા દયના દાતાર;
પીંગળ સંસ્ક્રીત, વ્યાકરણ, અરૂ વિદ્યાનો નહી પાર.
મમ પુત્રી અને (૨) ગ્રહસ્થ અંગજા જેહ;
સર્વેને લાવો ઈહાં કરૂં પરીક્ષા નીતી ગુણ ગેહ.

### રાગ સદર.

**વિસ્વનાથ**—હું લાવું ઇહાં (૨) સર્વ પુત્રીયો સંસ્નેહ;
કાવ્ય છંદ ગીત, ગ્યાન, સંપુર્ણ પીંગળમાં વળી જેહ.
જૈન વિષ્ણુ ધર્મ (૨) વળી પુરૂપ ગુણ સમેત;
તેમાં એ પરવીણ છે શુર શકતી નહીં લક્ષ ચેત.

અહા મહારાજાધીરાજ આપનો હુકમ હોય તો સર્વે અંગજાઓને ઈહાં લાવું, એમ કહી જાય છે. કચેરી બરખાસ.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ રાજ્ય કચેરી.

**નંદરાજા, સુકડાલ, વિશ્વનાથં, રાજપુત્રિ વિગરે.**

**વિશ્વનાથ**—આજ શામળાંસુરીની મોરલી બજાનેરે. એ રાગ.
લાવ્યો હું પ્રભુ પુત્રીયો આગ્રહ તુમારાયરે,
પરીક્ષા લેઈ અર્પો સનમાનતુમરાયરે;
વેદ, ગીતા, રામટીકા, અંમેં સબ પુરણ હુઈ,
પીંગળ ભાપ પુન્યે આસ એમની પુરણ થઇ.

**નંદરાજા**—છોકરીયોને ઇનામ આપી રજા આપે છે.

**વિસ્વનાથ**—આહા માહારાજાધીરાજ આપનો હુકમ હોય તો હું કાવ્ય બનાવી લાવ્યો છું તે પ્રગટ કરૂં.

**નંદરાજા**—આહા વિશ્વનાથ કાવ્ય બોલો.

**વિસ્વનાથ**—નીચે પ્રમાણે કાવ્ય બોલે છે.

# काव्य

सनैर् पापं॥ सनैर जापं॥
सनैःह्रायलिपंः सनैाःदुखच्छीन्यंम॥
सनैर गुण्यंम्ः सनैः पावेधन्यंम ॥
सनैः अंग सुध्यमू॥सनैः कृतयूधम्

**નંદરાજા**—કાવ્ય સાંભળીને

આહા પ્રધાનજી પંડ્યાજીને પાંચસે સોના મોહોરો તીજોરીમાંથી ગણી આપજો.

પ્રધાન હુકમ માહારાજાધીરાજ ઇમ કહીજાય છે.

કચેરી બરખાસ.

# પ્રવેશ ૩ જો.

## સ્થળ પ્રધાનનું ઘર.

**સુકડાલ,–લાછલદે, જખ્ખા આદિ સાત પુત્રિઓ**

**જખ્ખા**–અહો પીતાજી આજ આપ શાવાસ્તે, શોકાતુર છે આપના સુકોમળ દીલને દીલગીરી કેમ દેખાય છે,

**સુકડાલ**–અહો પુત્રી મારા દીલની અંદર કાંઇ પણ શોક નથી.

**જખ્ખા**–આહા પીતાજી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે ૧ સ્ત્રીહત્યા, ૨ બાળહત્યા, ૩ ગૌહત્યા. ૪ બ્રહ્મહત્યા, તેમાં પણ બાળહત્યા ઘણી કનિષ્ટ છે, વાસ્તે આપ સાચી વાત ન કહો તો બાળહત્યાનું પાપ આપને છે.

**સુકડાલ**–અહો પુત્રી આ વાત સાંભળીને તારાથી મારા અફ્સોસની વાત તું શ્રવણ કરી મારાં અફ્સોસને મંદા પાડવા સમર્થ છે? અપીતો મને સંભવ નથી કે તું અફ્સોસ મંદ મારી.પાડીશ.

**જખ્ખા**–આહાપીતાજી લૌકીકમાં પણ કહ્યું છે કે,શીશ–શીશ જુદી મતી વાસ્તે આપ મને વાત કહો.

**સુકડાલ**–અહો પુત્રી આજ રાજસભામાં વિસ્વનાથ, પંડયાજી કાવ્ય બોલ્યા ત્યાર બાદ રાજાએ મને વિસ્વનાથ પંડયાને પાંચસો સોના મોહોરો આપવાનો હુકમ ક-

ર્ગ. તેમોહોરો કેમ અપાય, કેમકે એવા ઘણાય આવ-
શે ને કાવ્યવ બોલશે ને આવી રીતે મોંહોરો આપે
ત્યારે તે રાજ પણ લુટાઇ જાય. વાસ્તે હે પુત્રી હું તેજ
વિચારમાં પડયો છું.

જખ્ખા—અહો પીતાજી રાજાજીને કેહેજો કે હરકોઇ માણસ
કાવ્યં બોલે તે મારી પુત્રી બોલશે.

સુકડાલ—હે વિધમાન પુત્રી ખસ્ટ પડે તેવું સાહસ ન કરશો.
(એમ કહી જાય છે)

# પ્રવેશ ૪ થો.

## સ્થળ રાજ્ય કચેરી.

**નંદરાજા**—સુકડાલ, પીસ્વનાથ, પ્રધાન પુત્રી, નંદરાજા આહા
પ્રધાન પંડયાજીને પાંચસે સોના મોહોરો આપી.

**સુકડાલ**—અહો મહારાજ આપનો હુકમ માન કરૂંછુ. પ-
રંતું જે કાવ્ય પંડયાજી બોલ્યા તે કાવ્ય મારી
પુત્રીબી બોલેછે તો ખુદાવીંદ આપની મરજી હોય
તો મારી પુત્રીને ઈહાં બોલાવો.

ત્યારબાદ રાજા પ્રધાનની પુત્રીને કચેરીમાં બોલાવે છે.

**જખ્ખા**—અહો પીત્યાજી આપે મને કીમ યાદ કરી હતી.

**નંદરાજા**—અહો સુત્રી જે કાવ્ય પંડયોજી બોલ્યા તે કા-
વ્ય તુમેં નીશકપણે ઉચરો.

જખ્ખા—અહો મહારાજા પંડયાજી કાવ્ય ઉચરે તો અમે
બીસોળીએ ઠીક

ત્યાર બાદ. પંડ્યોજી બીજા પ્રદેશમાં બોલ્યા હતા તે પ્રમાણે ઈહાં પણ બોલ્યા, તેમજ પ્રધાન પુત્રીયો પણ બોલી જાય છે ત્યાર બાદ.

વિશ્વનાથ—અહો ગોપાળ આપનો હુકમ હોય તો બીજું કાવ્ય પ્રગટ કરૂ.

રાજા—અહો વીશ્વનાથ પંડયાજી બોલો.

વિશ્વનાથ-॥स्लेक॥स्त्यसेन्यानमारंती॥स्त्येकेसरीभयटळे॥दवजलंस्त्येनस्तो हंती॥स्त्येपर्बतआंगुले॥ स्त्येराजाबलीसूखी॥स्त्यसुखीयूधीष्टरः॥स्त्य राजावीकोसूखी॥ त्यनंदधीशतुंसुखी॥ऽ॥

ઉપલી કાવ્ય પંડયોજી બોલ્યા. પછી સાતે પ્રધાન પુત્રિ પણ બોલે છે, ત્યાર બાદ પંડયોજી ગુસ્સે થઈ ચાલ્યા.

કચેરી બરખાસ

# પ્રવેશ ૫ મો.

## સ્થળ રાજ્ય કચેરી.

**નંદરાજા–વિસ્વનાથ પંડયો, નોકર ચાકર વિગરે.**

**વિસ્વનાથ**–દયાળુ દેવ કૃપાળુ તું, નમું છું હસ્ત જોડી હું. એ રાગ.

પાડલીપુર રાજ માહારાજા ધીરાજ,
કુલેષણ કીધ કાજ સુકડાલે આજ;
કૃપણુ થઇ કીધલોભાંક્ષીત દેહ,
નકકી તેને કરવો છે આપનો છેહ. ૧

**રાજા**–રાગ સદર.

અહો ગુણી બ્રહમ કુડો છે તું બોલ,
ઇશ્વર સમ રુખે એ માહારો તોલ;
ચીંતાતુર હું થયો છું બ્રહમ,
બોલેંન તફાવત રાખો વીદયાં.

**વિસ્વનાથ**–ખુશ રહો સનમજા મેરા બીધાતા બેલી. એ રાગ.

હુ કહું ધરાના ધીશ નામું સીષ સ્વામી,
હું ચેતાવા આવ્યો સ્વામ રંડાશે પ્રાણી;
વળી શસ્ત્ર કીનારે નદી નાળીં મેં ફાંસ્યાં,
તરવાર તેગ ઓર છુરી જમઇયા ખાસ્યા; ૧.

ગદ્ય–અહો માહારાજાધીરાજ પ્રધાનજીએ નદીની કંડી રેતાળમાં શસ્ત્ર દાટેલાં છે.

રાજા–અહો વીસ્વનાથ કદી સુકડાલ પ્રધાન મારા ઊપર કુનીષ્ટ બુદ્ધિ ન કરે.

**વિસ્વનાથ**—આહા માહારાજાધીરાજ સુકડાલ પ્રધાન આપને ઉપરથી પ્યાર બતાવે છે, પણ તેના દીલમાં કુબુદ્ધી ઉત્પન થઇ છે, તેની માલમ આપને નથી.

**રાજા**—અહા વિસ્વનાથ તેનું કાંઇ પણ છીદ્ર બતલાવો તો હું સત્ય માનું.

**વિસ્વનાથ**—આહા માહારાજાધીરાજ આપને જો ફુરસદ હોય તો મારી સાથે આપ પધારો.

**રાજા**—આહા વીશ્વનાથ ચાલો. (એમ કહીં જાય છે.) પડદામાં દાટેલાં શસ્ત્ર રાજાને વીસ્વનાથ બતાવે છે. તે શસ્ત્ર રાજા દેખતાં વેંત સુકડાલ પ્રધાન ઉપર તે ગુસ્સે થઇને જાય છે.

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ રાજ્ય કચેરી.

### રાજા, પ્રધાન, નોકર ચાકર વિગરે.

**રાજા**—ગુસ્સે થઇને પ્રધાનને કેહે છે.

અરે બાવાજી તું ફરે કેમ ઉદાશ. એ રાગ.

અરે મંત્રી મુર્ખ શું કીધું આ કાજ,
મમ શીષ લેવા કીધાં સર્વે સાજ;
અરે પાપી વીપ્ર દીયા ન ધરી,
નાગર જાત તેને બીગારી ખરી. ૧
ખઈ લુણને તું હરામી થયો,
એહી કાંમ તેને કીબખ્તે કીયો;

અરે વીપ્ર બોલે મુખે સારા બોલ,
હૃદય તારે કાંતી મેં જાણ્યો નહીં મોહ. ૨

ગદ્ય—અરે પાપી તેં મારાં ઉપર આવો કોપ કરી આ દુષ્ટ કાર્ય શું કરયું.

એમ કહી રાજા પોતાના દીલ ઉપર તથા પ્રધાન ઊપર ક્રોધ લાવી કેહે છે.

રાગ ગોવીંદના મહિનાનો.

અહો પ્યારા પુરોહીત વાત કરી સુખકારીરે;
મુજપર સારો બનાવ્યો ખ્યાલ મરણ દુઃખ ભારીરે. ૧
બંધુ મીત્ર પવીત્ર હે પ્યારા શું તેં કીધુંરે;
મુને મરણ ભય ઉદ્યોત દેવા દુખ સીધુંરે. ૨
ઘણે હેતે કરીને પ્યારા સુખડાલ રાખીરે;
પણ બંધુ પુત્રસમ તાત પ્રલોકેન સાખીરે. ૩
તેમાં તું તો પ્રધાન કેહેવાય શાને આવે આડોરે;
તારા કુટુંબ સર્વેને મારીશ ગળાવી ખાડોરે. ૪

ગદ્ય—અરે દુષ્ટ તું મારી કચેરીની અંદરથી જા. તારૂં મ્હોં મારે જોવું લાયક નથી.

સુકડાલ—અહા માહારાજાધીરાજ હું આપનો હુકમ ઉઠાવવા તઇયાર છું, મગર આપ મને કાંઇ પણ મારે ગુન્હો બતાવીને રજા આપી હોત તો મને અફસોસ ન થાત.

રાજા—અરે તું મારી પાસે ગડબડ નહી કર.

(એમ કહી સર્વે જાય છે.)

# પ્રવેશ ૭ મો.

## સ્થળ પ્રધાનનું દ્વાર.

પ્રધાન. પ્ર. સ્ત્રિ, પ્ર. પુત્રિ સાત. સરઇયો પ્ર. પુત્ર.

પ્રધાનનું નીસ્તેજ મુખ દેખી પોતાની સ્ત્રી કેહે છે.

લાછલદે—હજી ક્ષત્રી લોહી વપુમાંહી ક્ષત્રી કલંક કેમ લેશે. એ રાગ.

કહો સ્વામીજી. સાચી વાત કહું હું સીસ નામીરે;
રોસ કરયો રાજાયે તુંમ સાથ કહોને વીસ્તારી રે;
ખાર થકી હેમ શુદ્ધ થાય એહી એ નીશાનીરે,
તુમ ખોલો મુખા અરૂબીંદ સંકટ સબ તુમ જાએરે.

પ્રધાન— રાગ સદર

સુણ પ્યારી મારી સાચી વાત કહું હું વિસ્તારીરે,
પંડયા સાથે કરયો મેં વાદ પડયું દુખ મુને ભારીરે;
અહસીસ લેશે લુટાય રાજા, મુજ દ્રોહ માટેરે.
સરઈયો માને જો વાતતો, સીસ મુઝ તેગે કાટેરે.

ગદ્ય—જખ્ખા પ્રવેશ કરી આવે છે ને પોતાના પીતાનું સોકાતુર મ્હોં દેખી તે કેહે છે.

જખ્ખા—કંગ નવો મોરો કર સે. સરકગીયોરે. એ રાગ.

પીતાજી મારા શાને તુમે શોક ધરોરે;
આપ મુખ શામ બન્યું છે દુખ સર્વે દેહીમાં થયું છેરે.
મુખ રૂદ્રતો ગયું છે જળ ચક્ષુએથી વેહે છે;
જેમ ટોળે મૃંગ અલગો તીમ આપ રહ્યારે. પીતા. ૧

નીસદીન રાજસભામાં સંચરતારે,
ન્યાયે પરદુઃખ હરતારે;
રાય તેડું કેમ ન આવ્યું, ચીંતા ચુકી મુજને કેહેવું.
પંચ મુખે દુખ કીધે સબ દુઃખ છીનેરે.

**પ્રધાન**—હે, પુત્રી તમને તે કીધા જેવી વાત નથી, વાસ્તે તુમે શાળાએ ભણુવા જાઓ. (તે જાય છે.)

**સરઈયો**—પ્રવેશ કરી પોતાના પીતાજીનું મ્હોં સોકાતુર દેખી કેહે છે, હે પીતાજી આજ આપનું મ્હોં નીસ્તેજ કેમ દેખાય છે.

**સુકડાલ**—અધબીચ મોબત તોડી સુણ દરદી દીવાના. એ રાગ.

સુણ પુત્ર મારા (૨) દૈવયોગે થયો છે કોપ;
રાજા. મુજપર કોપીયો પંડ્યાજીને સંયોગ. ૧.
હું જાણું નહીં (૨) તીલ માત્ર વાતનો નેહ;
મુજપર કૃર આવી પડ્યું જાણે છે જુગતપરમેશ. ૨

**સરઈયો**—રાગ સદર.

સુણો જન્ક મારા(૨) દીલગીરી ન રાખો લગાર;
સર્વ સુખ સંપતી થશે તુમ સત્ય તણે આધાર. ૧

**પ્રધાન**—રાગ સદર.

સુણ્ય પુત્ર મારો(૨) કહયું કામ કરે તું એક;
રાજસભામાં આવજે પડયું ખડગ ગ્રહીને તેહ. ૧

**સરઈયો**—રાગ સદર.

હસ્ત ખડગ ગ્રહી(૨) આવું હું સભામાં રાજ;
એનાથી શું કાર્ય કરૂં સંભળાવોને મુજ તાત. ૧.

**પ્રધાન**–રાગ સદર.

શુણ્ય પ્રીય પુત્ર(ર)કરી નગ્ન ખડગ ઉદ્યોત;
સીષ મુઝ છેદન કરી પછી ખોલજે મ્હારૂં પોત. ૧.

**સરદયો**—ઈંદ્રસભામાં ગવાતિ ઢબ બીહાગની ગજલ.

કર કપાય છુંટીએથી તેગકર ધરૂ,
તેગ હસ્તમાં ધરૂં તો ચિંત્યાને વરૂં;
આપ છત્તાં દુઃખ મારૂં સર્વે વીસર્યું,
આપ મરણ સર્વે દુઃખ શીરપેં કયું ધરૂં. ૧.

**પ્રધાન**–રાગ સદર.

શુણ પુત્ર વાત મારી દુઃખ શબી જશે,
સંકટ સર્વે આવીયા તેનો ક્ષય થશે;
મણી માણીક મોતીયે ભંડાર જે ભર્યા,
અદ્રષ્ટમાન થઈને પાષ્ટ તુંપશે ખરા. ૧

**સરંદયો**– સૈયર દુખ શું દાખવું. એ રાગ.

એ શું બોલ્યારે મારા તાતજી, મુખથી ક્રૂર વચન;
એ હસ્ત મુઝ કીમ ઉપડે, કરવા સીષ દહન. એ શું. ૧
કાંટા વીહુણી વાડીયો, જીણુ તીણ પાય ચિંહનંત;
સુનો સંસાર તાત વીના, ભાનુ વીના ઉદયંત. ૨
આપ વીના અમને વળી, કુંણ સહાય થનાર;
રતુ અંધને ઉદય ગીયો, ચાલે ખડતો અંધાર. ૩
તીમ (ર) તું અંધ દીન મમ થશે, જાસ્યો તુંમ્ ઉદયંકાર;
બહીયાં ગ્રહી સાયે કુણ થશે, ક્રોધ છોડો આ વાર.૪

ગદ્ય—હે પીતાજી આપ દાલથી ક્રોધ છોડી દ્યો.
એ'માં બીલકુલ ફાયદો નથી, પરંતુ આપણે બીજા દેશમાં જ્યાં કૈર અન્ન મળશે ત્યાં જઇને નોકરી કરીશુ', પણ આપનુ' શીષ મારાથી કેમ છેદન થાય.

પ્રધાન—હે પુત્ર હવે મારી અવસ્તા થઇ છે ને પરદેશ જાવું તે ઠીક નથી, પરંતુ આ રાજાના દેખતાં મારૂં મૃત્યુ થાય તો મારો જીવ ગતે જશે, વાસ્તે હે પુત્ર તું જો કુળવંત પુત્ર હઉ તો હવે તારે કંઇ પણ બોલવું નહી, ને તું તેગ લઈને મારી પાછળ આવજે.

સરઇયો—પોતાના પીતાનુ' આવુ' બોલવુ' સાંભળી બોલ્યા વિન્યા રહયો.

# પ્રવેશ ૮ મો.

## સ્થળ રાજ્ય કચેરી.

નંદરાજા, સુકડાલ, લાછલદે પ્ર. સ્ત્રિ. પ્ર. પુત્રિ સરઇયો પ્ર. પુત્ર, નોકર ચાકર વિગરે.

ગદ્ય—પ્રધાન રાજાની સલામ ચોતરફ લેતાં રાજાએ સલામ ન લીધી તેથી પ્રધાન પુત્ર પ્રધાનનુ' શીષ ઉડાવી દેછે. ને ઉડાવતાંવેંત રાજા કેહે છે.

રાજા—હે પ્રધાન પુત્ર સરઇયા, તારા પીતાનુ' શીષ તેં કેમ ઉડાવ્યુ'.

**સરદઈઓ.**—હે મહારાજાધીરાજ આપના ઉપર કુદ્રષ્ટી કરી એવોજે મ્હારો પીત્યા તેના વિના રહેવું તેજ શ્રેષ્ટ છે
ઇહાં પ્રધાન સ્ત્રી તથા પ્ર. પુત્રી પ્રવેશ કરે છે.

**રાગ લલીત છંદ.**

**લાચ્છલદે**—અરર ઓ પ્રભુ આતે શું થયું,
સ્વામી સુખ તો માહરૂં ગયું;
અકાળ મૃત્યુ તો આપનું થયું,
સ્વામી વિયોગનું દુખ આવીયું. ૧
પુત્રી આપને પ્રાણસંહતી,
અરર ઈશ્વરા શું ફેરવી મતી;
નોબત તાલને મ્રદંગ વાગતાં,
તે ઘર હોસે તમ્મ્રજાગતા, ૨

**રાગ. અચાનક; આશો કોપ કીધોરે કીરતાર,**

**જંખ્ખા**—તાતજી મ્હારારે તમે કયાંઇરે ગીયાં,
પુત્રી તુમ સાતની ન ધરી દીલ દયા,
ઘર મંદીર માળ સેહેજ સુનાંરે રહયાં,
જગતના ઈશ તુંને નાવીરે દયા.
ભવોભવ મળજો તાત કરીને મયા.
મેળવજે તાત પ્રભુ કરીને દયા.

**રાગ ઇંદ્રિસભામાં ગવાતી ઠબ.**

**રાજા**—પુત્રી મારી દીલ શોક ના ધરો લગાર.
ઈશ્વરે બનાવ્યું પરક દુર નવી થાય,

બાંધ્યાએ લખ્યા જે લેખ ટાળ્યા નવ ટળે.
સપ્તભુમી ઊંચ જઈ અવનીમાં મળે; ૧
હે પુત્રી હવે તમે તમારા ગ્રહવાસે જાઓ, તે જાયછે.

રાગ સદર.

રાજા—સુણ સરઇયા વાત મારી કહુંછું હીતધરી,
પાછલે તુજ તાતની ફીકર ન કર જરી;
હીતથી રાજકાજ કરો સત્યને વરી,
રૈયત સુખી થાય જ્યું સધર્મને મળી.

રાગ. ખુશ રહો સનમજા મેરા બીધાતા બેહલી

સરઈયો—સુણો પ્રથ્વીપતી મહારાજ કહું સીસનામી,
વેસ્યા મંદીર મુજ ભ્રાત ભણે ગુન ખાની;
એને બાલપણેથી. ગુણકાને ઘરે રાખ્યા
ક્રોડ સાડા બાર સોનૈયા પીતુમમે આપ્યા. ૧

રાગ સદર.

રાજા—તુજ ભ્રાતે સરઇયા કીધી શું મુરખાઈ,
થયો લીંપટ જાર એ ગુનકાને ઘેરજાઇ;
એને ચીત્તે ન ધરીયા પીતુ માત કે ભ્રાતા,
ભગની પણ મુખથી વીસારી તાન ગુણગાતાં. ૨

રાગ સદર.

સરઇયો—કહું વાત આપને સ્વામી સીસ નમાવી,
મંત્રીશ્વર આપો ભ્રાત મમ બોલાવી,

આપ મેહેર કરી મમ જેષ્ટબંધુ બોલાવો
મુજ તાત મરણ વળી ગાદી ગ્રહણ સુણાવો.

રાજા—અહાં પ્રતીહાર સુમતી વેસ્યાને ત્યાંથી સ્થુલીભદ્રને બોલાવી લાવ્ય. તે જાય છે.

# प्रवेश १ मो

## સ્થળં સુમતી વેસ્યાનું ગ્રહ.

**સ્થુલીભદ્ર પ્રધાનપુત્ર, સુમતી વેસ્યા, વશીલોચના, સુલોચના, ગુણકાની દાસી; રાજાના નોકર પ્રતીહાર વિગરે.**

**પ્રતીહાર**—ભાઇ આપકું રાજાજી યાદ કરતે હેં. આવાં પ્રતીહારનાં વચન સાંભળી સ્થુલીભદ્ર રાજસભામાં જાવા તૈયાર થાય છે તે વખતે સુમતી ગુણકા કેહે છે.

**રાગ બંજારો પ્રશ્નોતર.**

**સુમતી**—નહીં જાવા દઊં મુજ સ્વામી;
**સ્થુલીભદ્ર**—પ્રીયા જવા દે દુઃખ વાંમી,
**સુમતી**—હું રાજા સભામાં જાઊં, પ્રશ્નોતર નંદને દેઊં;
નવી રાખું ઉત્તરમાં ખાંમી. નહી જાવા દઊં મુંજ સ્વામી?
**સ્થુલીભદ્ર**—પ્રશ્નોતર તુઝથી ન થાવે, મુઝ કુલ લાજ સબ જાવે;
નવી જાઊં તો આવે ખામી, પ્રીયા જાવા દે દુઃખ વામી ૨

આનું પ્રતીપાલ સમજાવી, મુંજ તાતને મુખ દેખાવી;
જીવું માતભ્રાંત સમજાવી, પ્રિયાજાવા દે દુઃખવાંમી ૩

**સુમતી**—હમ તુમ સરીખી જોડી, નહી જાઓ પીઉજીતોડી;
કીમપાલવ મુકું વાંમી, નહીં જવા દઊ મુજ સ્વામી. ૪
તીંમ છતાં પીઉજી જાઓ, મુજ હસ્તે કોલતુ મેલાવો
દેખી સુંદરી ચાલો નકામી, નહી જવા દઊં મુજ સ્વામી; ૫

**સ્થુલી૦**—ચાર ઘડીમાં જો હું નાવું, મમ તાત કસમ કીંમ ખાઊં
ગોપાલને આવું મીલાવી, પ્રિયા જાવા દે દુઃખ વાંમી. ૬

ગદ્યુ-હે પ્રીય સ્ત્રી હું ચાર ઘડીની અંદર પાછો આવીશ.

**સુમતી**-હે સ્વામીનાથ બાર વરસની પ્રીતીનો આપને ભેદ નલાગ્યો પરંતુ છીનકેની પ્રીતીમા આપ લીપ્ત કેમ થઇ ગીયા એમ કહી કહેછે.

## રાગ કલ્યાણ.

પ્યારા મારા અહો એ રાગ

પ્યારા મચહો રાજને ચહો, મુજને મારીને પછી જાઓ રેતમો.
બાર વરષની મીંત્રતાતો તોડી આપે આજ
છીનક એકની મીંત્રતામાં સીધ્યાં એનાં કાજ. પ્યા૧
પાલ્લોતો હુ ઝાલી ઊભી નહીં મુકુ મુજ સ્વામ
પાઊં ઊપાડો ઈહાં થકીતો રાંમની છે આંણ. પ્યાર.

**રાગ સદર**

**સ્થુલી૦**—પ્યારી માહયરી જાણ્ય તું ખરૂં,
તુજ બીના અવલ પ્યારી કોઈના ચહું
રાજ સભામાં જાવા દે તું છોડી દીલ અપસોસ.
દીલમાં જાણે સાધ્યો ઉભો ગીયો હું ગસોકોસ. ૧
રાજ તેડું તો પાછું નવળે, ઉત્તમની છે રીત;
તેમ છતાં મુઝ તાતને છે, રાજા સાથે પ્રીત. પ્યા.
(એમ કહી સ્થુલીભદ્ર જાય છે.)

# પ્રવેશ ૧૦ મો.

## સ્થલ રાજકચેરી.

**નંદરાજા**—સ્થુલીભદ્ર, સરઇયો, નોકર ચાકર વિગરે.
**ગદય**—સ્થુલીભદ્ર આવી રાજાને સલામ કરી ઊભા રહે છે, તથા પોતાનો ભાઈ સરઈયો અપશોસથી સ્થુલીભદ્ર ને કહે છે.

**રાગ રામગ્રી.**

**સરઈયો**—જેષ્ટબંધુરે મારા વાલહા ઉડી અંતર ઝાલ.
પીતુ આપણો સ્વર્ગે ગીયા. મુને દુઃખ અપાર. જેષ્ટ
પંડીત દ્રોહ થકી થીયો. તાતને મણું વિચાર;
વળી પંચેશસ્ત્ર યુગલ કરી, મુજ હસ્તેપ્રહાર જેષ્ટ; ૨
**ગદય**—આવાં સરઇયાના વચન સાભળી સ્થુલીભદ્ર.

## રાગ લલીત છંદ.

**સ્થુલીભદ્ર**—અરરર ઓ પ્રભુ તાત ક્યાં ગયા,
દીલ વિચારતો દીલમાં રહ્યા;
વર્ષ બારતો વિયોગમાં ગયા,
મળવા દીલ ધરી કોલે આવીયા. ૧
અરર તાતને હું નવી મળ્યો,
સ્વર્ગ ચાલતાં મૂખે વીસર્યો;
અરરર ઓ પ્રભુ શું તુંને થયું,
અકાળ સીસતો તાતનું ગ્રહ્યું. ૨

**ગદ્ય**—અન્યોઅન્ય બે ભાઈ શોકથી આપ આપાના સ્થાનકે બેસે છે;

**રાજા**—આહા સ્થુલીભદ્ર હવે શોક નીવારી તમારા પીતાજી ની ગાદી ગ્રહણ કરો.

**સ્થુલીભદ્ર-રાગ** **અધબીચ મોહોબત તોડી.**

સુણો પ્રતીપાલ, (૨) મુજ મનમાં શોક અપાર;
મુંજ માત સાત બગની મળી આવું છુ હું આ વાર;

**રાજા**- **રાગ સદર.**

તુજ ભગની માત, (૨) બોલાવું હું મમદ્વાર;
સર્વ વાતે મંત્રી કરો, ગ્રહો તાત પાટ સુજાણ. ૧

**સ્થુલીભદ્ર-રાગ સદર.**

નહી યાંહી, કેમ (૨) મુજ ભગની માત વળી જેહ;

ઈહાં કીમ આવી શકે, મુજ તાત મરણ દીલદ્રોહ; ૧

ગદ્ય-રાજા, તેમ છતાં તુમારે તમારા ગ્રહને વિશે જાવું હોય તો તુમારા પીતાની ગાદીએ બેસીને જાઓ.

સ્થુલીભદ્ર- રાગ સદર.

હું વિચાર કરૂં, [૨.) એકલ મંદીર ક્રુસનેહ

સત્ય વાત આવી કહું, મુજ તાત પાછની જેહ. ૧

રાજા-રાગ સદર

કરો સત્ય કામ, (૨) એ કલ મંદીર ગુણગેહ;

પલટાવી નવી ચાલજો, જારી વેસ્યાને ગેહ; ૧

# પ્રવેશ ૧૧ મો.

## સ્થળ બગીચો.

### લાવણી.

સ્થુલીભદ્ર—સંસારી સુખ જાણો અસાર,

પ્રાણી સબ નસીબકે આધાર;

માત તાત ઓર ભ્રાત ભગીની.

સ્ત્રી પુત્ર લઘુ જાર. પ્રાણી. ૧

મંત્રી થાઉં તો મહા દુઃખ પાઉં,

જાઉં કોશાકે દ્વાર,

નીજ મંદીરીયે જો હું જાઉં.

મુજ લારે પરીવાર. પ્રાણી. ૨

જૈન ધર્મપર દીલ ધરૂં તો,

સંકટ સર્વે જાય,
ગુરૂમે જો હું ભેખ ધરૂં આ.
કુમતી કહીન સબ છાર, પ્રાણી. ૩
રત્ન વસ્ત્રકાંકીયા રજોણા,
હસ્ત પાત્ર સુખકાર,
એહી વેસે સુખ સંપતી વરીયા;
નંદી ક્ષેણ કુમાર. પ્રાણી. ૪
નવપદજીકો ધ્યાન ધરંતો,
કુમતી દુર હઠ જાય,
ગામ ગરાસ ને ઘરપુર મંદીર,
નહીં સગો સીણગાર, પ્રાણી. ૫

ગદ્ય—હે ચેતન આ જગતમાં કોઇ કોઈનું નથી.
(એમ કહી જાય છે.)

# પ્રવેશ ૧૨ મો.

## સ્થલ રાજકચેરી.

નંદરાજા, સ્થુલીભદ્ર સરઈયો નોકર ચાકર વીગરે.
સ્થુલીભદ્ર આવી ધર્મ લાભ ઇમ કહે છે તે જોઇને.

**રાગ. લેલીલેલી પુકારૂં મેંબનમેં એ સાઅ.**

રાજા—મંત્રી પુત્ર શું કીધો વીચાર.
તુજ મનમાં તું સમઝયો શું જાણ
કુવીચાર કર્યો આ મનમાં.

કયાંથી બોધ આવ્યો તુજ દીલમાં,

**રાગ. લાવણી.** પદ. ૧

૧

પલંગ સેજપેં ગાદી પડીથી, ભરી નીંદમે સોતાથા
રંગ મેહેલપેં તખ્ત ખડાથા, હીમપીંજરમેં તોતાથા;
ધન લખપતકે બડે બેપારી, લખ લેતા લખ દેતાથા;
સાર દ્વાર સુંદીર સબ છોડી, ચલેગીએ પીતુ મારા. ૧

૨

ઘરૂં સુંદરી નાર સુબુદ્ધી, રતીયાં રેહેતી કર જોરી;
દેવ ચક્ર સમ પુત્ર ખડાથા, આગે રેહેતા મદ મોહોરી;
પચા, વીસ, દસ, બારા, નોકર, અષ્ટ દશા, રેહે કર જોરી;
કહે સુંદીરા સુંનો ભવીજન, રાવન ચાલ્યો સબ છોરી. ૨

૩

બેઠક આસન ઊંચ રહ્યાહે, શીશ તપે સુંરીયા જેસા;
ત્રણ ખંડમેં આણુ ફીરાઈ, મુજ સમોવડ નહીંહે એસા;
બળભદ્ર જીનકું હે ભ્રાતા, બસુદેવજી હે તાતા;
કહે સુંદીરા રૂખ રાનમેં, નીર બીના કસ્નુ મતા. ૩.

૪

લક્ષ ચોરાશી હસ્તી ઘોડા, ઓર છનું કરોડ પાયકલારા;
સહસ બતીશાં રાજા શેવે; ત્રણકરોડ ગોકુળ સારા;
છયે ખંડકા રાજ મીલ્યા, તબ ચેતન લોભ નહીં મીટતા;
કહે સુંદીરા સુનો ભવીજન; બ્રહ્મદત્ત નર્કે પોહોત્યા. ૪

ગદ્ય—હે નરેશ્વર આ જુગતને વિશે આવા પણ ચાલ્યા ગયા, તેમજ છ ખંડનું રાજ મીલ્યું પણ એ ચેતન ત્રપ્ત ન થયો, વાસ્તે હે નરેશ્વર આ ચેતન છે તે અનાદી કાળનો લાલચુ છે; વાસ્તે એ લાલચથી રહીત કરવો.

રાજા—હે પ્રધાન પુત્ર તમને આ જૈનધર્મનો બોધ કયાંહાંથી આવ્યો.

સ્થુલીભદ્ર—હજી ક્ષત્રીલોહી વપુમાંહી ક્ષત્રી કલંક કીમ લેશેરે. રાગ.

કહુ પૃથ્વી પતી મહારાજ, કરયું મેં વીચારીરે;
મુંજ મનમાં ન રાખું લાજ, કરયું મેં સુખ ધારીરે.
જૈનધર્મ વીના નહી સાર, જુવો જુગ વીચારીરે;
કૃષ્ન સાથે રાધા નાર, ભજું હું કેમ જાણીરે.
શંકરને ઊમીયા સાથ, જુવો જુગ વીચારીરે;
બળદેવને વાંમા બાથ, ભજું હું કેમ જાણીરે.
જોયો જૈન જગત ગુરૂ રાજ, નહીં એને કાંઈ લારૂરે;
કરૂં નવપદ રૂપી સાજ, ભરમ ભુલ આદી ટાળુંરે;
નાવે જન્મ મરણ ફેર ફેર, કરયું મેં વીચારીરે;
તેથી મીલસે સુંદીર શેહેર, સુગુણ શ્રી શીવ પ્યારીરે.

ગદય—હે રાજેશ્વર મીથ્યા ધર્મ સર્વની મેં ચીંતવણા કરી પણ જૈન શીવાય સર્વે મીથ્યા ધર્મ દોષ સહીત દીઠા. પરંતુ આ જૈન ધર્મ નીર્દોષ જાણીને મેં ગ્રહણ કરયો છે.

એમ કહી સ્થુળીભદ્ર જાય છે    કચેરી બરખાસ.

## प्रवेश १३ मो.

### સ્થલ. પાડલીપુરનો બાગ.

સંભુતીમુની સ્થુળીભદ્ર, ત્રણ તપસ્વી વિગેરે.

**સ્થુલીભદ્ર**--સંભુતી વીજયજીને વંદન કરી કેહે છે.

**રાગ લાવણી, પુર્ણ થયો આ ખેલ.**

જીમ જાયે ભવો ભવ ખ્યાલ, સ્વામીજી મારા આપો વ્રત સુખકાર; એ ટેક.

નારી પ્યારી નહી હે મેરી, નહી સગો પરીવાર;
વીલ વીલ કરતી મઇયા મેં છોડી, જાન્યો કથીર સંસાર. સ્વા૦ ૧
એસો જ્ઞાનમેં આયો ગુરૂજી, આપો મહાવ્રત સાર;
શુદ્ધ કરી મેં એહી આરાધું ગ્રહે, ભુજાજે શીવનાર, સ્વા૦ ૨

**રાગ સદર**

**સંભુતીમુની**--વ્રત લેઇ પાળોસીંહ તણીપેરે; થાઓ મુની મેં શીરદાર; માત ભ્રાતની આજ્ઞા જો લાવો, તો દેઉ સુમ ક્ષેમ સાર; ભવી પ્રાણી સંસાર છેરે અસાર. ૧

## प्रवेश १४ मो.

### સ્થળ સરદયાને મેહેલ

## પાત્ર, સ્થુલીભદ્ર, લાચ્છલદે, સરઈયો.

**સ્થુલીભદ્ર**–હે માતાજી મને આપ દીક્ષા લેવાની આજ્ઞા આપો.

### રાગ ચોપાઈ.

**લાચ્છલદે**–તન ધરવો સાખર ભુજા એક,
ચાલવું ખાંડા ધારે છેક;
સંજમ વેળુ કવળ સમ જાણ,
સહી શકોતો લ્યોશીર ભાર. ૧
ભુંઈ ઉપર કરવો સંથાર,
ગોદ નહી કે ત્યાં પરસાળ;
થાય રણ વગડે દુઃખ ભાર,
નહી રેહેવા સુંદીર દ્વાર. ૨
નીમાશણ થશે તે દીન્ન, પુત્ર જુવો વીચારી મન.
પુર્ણ થીયો આ ખેલ. એ રાગ.

### રાગ લાવણી.

**સ્થુલીભદ્ર**–બારવાસે બહુ રેહેતા જનાવર,
સહી શકે કીમ દુઃખ; મૈયા મોરી સહી શકે કેમ દુઃખ.
મૃગ મનોહર સુંદર નયણાં, રહેતા રણકે બીચ. મૈ૦ ૧
રોગ થીયે તસ કુણ સમાલે, કરે પોષણ કુણ જાય;
કાળ ઝપાટા કરે નીસ દીન, લેવે આજ કે કાલ. મૈ૦ ૨
એહી ધાર મેંને ભેખ ધરાહે. એસેં સુંદીર શીલનાર;
મૈયા મેરી હૃદય મેરે વિચાર.

**ગદ્ય**–હે જનુની વનને વિશે મૃગલા આદે ઘણા જાનવર છે તે કુંણ સંભાળ કરતુ હશે, વાસ્તે હૈ જનુની હું પણ તે મૃગનીજ પેઠે વન અગર કોઈ નગ્રમાં રહીશ.

**લાછલદે**–હે પુત્ર જેમ તમારા જીવને સુખ પડે તેમ સુખે થી કરો, તેમજ પણ સરઈયા પાસેથી આગ્ના લેઇ સ્થુલીભદ્ર સંભુતીમુની પાસે આવેછે ને આ-ગળની જથારથ વાત કરી, એટલે સંભુતીમુની સંજ-મ સ્થુળીભદ્રને આપે છે.

ઈહાં સંભુતીમુનીની સાથે ત્રણતો શીષ્ય હતા અને ચોથા સ્થુળીભદ્ર, હવે ચત્રમાસું આવ્યું એટલે સંભુતીમુની ચારે શીષ્યને ચત્રમાસની આગ્ના આ-પેછે. ૧ ભુજંગગ્રહે ૨ સીંહગુફા વિશે ૩ કુંપના મંડાણે ૪ થા સ્થુળીભદ્રને સુમતી વેશ્યાને ત્યાં ચો-માસું કરવા મોકલ્યા, એવી રીતે ચારે શીષ્યને સંભુતી મુની મોકલે છે. ને ત્યાંથી ચારે શીષ્ય જાય છે.

# પ્રવેશ ૧૯ મો

## સ્થળ સુમતી વારાગનાનું ગ્રહ.

**પાત્ર, સ્થુળીભદ્ર, સુમતી, સુલોચના દાસી વિગરે.**

**સુમતી**–હે સુલોચના સખી, આપના પીઉજી ના આવ્યા. એમ ફરી કેહે છે.

## રાગ પરજ, પીઉ શું થાશેરે થાશે.

પીઉ કેમ! મળશેરે મળશે, સખી પીઉ વીના તન પડશે; ટેક.
સખી છોડી મેં માહરી જાતરે, વળી દ્રોહી કીધી મમ નાતરે;
તેતો ના જાણે નાગર નાતરે, પીઉ કેમ મળશેરે મળશે. ૧
પીઉ કારણ છોડયો સખી સાથરે, માહરૂં હૃદય ભેદઈ થયો કાથરે;
સખી હું તો કરૂં આપઘાતરે, પીઉ કેમ મળશેરે મળશે. ૨
એતો નાગર નાત ધુતારીરે, એને શર્મ નહી છીન વારીરે;
છોડી બાર વર્ષની ઈયારીરે, પીઉ કેમ મળશેરે મળશે. ૩
હું તો ધોળી બેસુ હવે વીખરે, પીઉ મીલે નહીતો હું પીશરે;
કરી ધુંણીને એમાં પડીશરે, પીઉ કેમ મળશેરે મળશે. સ૦ ૪

ગદ્ય—હે પ્રીય સામી સ્વામીનાથ ક્યારે મળશે.

**સુચના**—હે બાઈ આપના સત્યને આધારે ઈશ્વર મીલાવંશે, કહી કેહે છે.

## સુમતી—મોહોલે પધારો, માહારાજ માણીગર મોહોલે પધારો. એ રાગ.

સખી મારી છોડી ગીયો છેલ, પ્યારી દાશી છોડી ગીયો મને છેલ;
ફુલ સુગંધી બાસથી, ભમર ગુંજાવે દેહ;
ફુલે વશે મરણ પામીયો, તીમ વળ્યોરે સુંદીર દેખી ગેહ. સખી૦ ૧
દીપક દેખી પતંગીયો, ને કરતો દીલમાં કેલ;
વાય દીપકમાં જળી ગીયો, તીમ ઝડપ્યો મારો સીર છેલ. ૨
બાળપણામાં બોલતો, જો બને સંભારૂં જુગશતે;
જોબનસે બુઢાપણે, ત્યાંતો કાળ કરે દીલ કલેશ. સખી મારી. ૩

ગદ્ય—હે પ્રીય સખી પ્રાણનાથ હજી કેમ ન આવ્યા.

**સુલોચના**—હે સુગુણીબાઈ આ દીલથી સોક નીવારો. આપના સ્વામીનાથને ઇસ્વર મિલાવશે.

**સુમતી**—નીસાસો મુકી કેહે છે.

## રાગ મુસલમાની મરશીયાનો.

હાય વેયરે પાનીને ગમ ક્યા મચાયા;
વાય, વાય, સખી આગ લગી મેરે તનમે, મેરે પીયા છોડી ગ્યે વતનમેરે. વાય, વાય. ટેક.

આયે નંદરાજાજીકે તેડે, ગીયા પ્રીતમ પીયા મુજકો છોડે;
મેરા કામ કાલીબકુ તોડેરે. વાય, વાય, મે૦ ૧

સખી પ્રીતમ મીલાવેકો મારા, ઉસે દેઊ સચ્ચા મોતી હારાં;
ઊપર ચાંદી સીકકા દેઉં હજારાંરે વાય, વાય, મે૦ ૨

પીઊ આતે હોસે અપને દ્વારાં. બીચ્ચે મીલી હોસે દુખી નારાં;
તેને અપના પીઉને ભોલાયારે, વાયે. વાય, મે૦ ૩

સખી જો ના મીલે પ્રિતમ પ્યારા, મરૂં ખાઇ ઉરમેં તરવારાં;
નિશ્ચે કરૂં જાન એ ખુવારાંરે, વાયા વાયા મેરે૦ ૪

જાગું સુતી સેજ જોઇ સુંની, કયાં ગીયા બીરહકા ખુની;
જાલું આગ કેરી લેઇ ધુંનીરે, વાય, વાય. મેરે૦ ૫

ગદ્ય—હે પ્રીય સખી હજી પ્રાણનાથ ન આવ્યા વાસ્તે નીશ્ચે હું આ જાનની અંદરથી મ્હારો જીવ સ્વર્ગવાશી કરીશ.

(એમ કહી કેહે છે.)

## રાગ સીતાજીના મહિનાનો.

સખી જારી શું કરૂં રે હું, કાજ નથી કાંઇ સુઝતું;
સુની લાગે છે મુજને સેજ, શું મેલી ગીયો મુંદશું;
આવ્યું રાજા નંદનું તેડું, તેતો પાછું નવ કરયું;
કીધો ચાર ઘડીનો કોલ, તેતો સર્વે ફરયું. ૧
મારી વીરહે પીડીત દેહ, છેહ કામ દે સદા;
પ્રભુ મેળવ મુજને નાથ, દુઃખી તારી અંગજા;
કેવા અસત ભાખીરે, અમુઢ, વચનીયે નવી પળ્યા;
છેતરી તુમે મુઝને છેલ, અંતરમાં નાવીદયા. ૨

## રાગ સદર.

**સુલોચના**–બાઇ આમ ના કરોરે વીલાપ, સંભુ સાયે થશે;
મળશે મનોહર આપ સ્વામી, ન દુઃખ દેહીનું જશે;
તુમે રોઇ કરી રાતી નેણ, છુટી વેણ શીરની;
તુંમ સ્યતણે આધાર, મીળશે આપ શીરં ધણી.

**ગદ્ય**–ઉપર મુજબ દાશી કહી રહ્યા પછી અક્ષમાત સ્થુળી ભદ્ર. આવેછે. તે સ્થુળીભદ્રને સુમતી વારાંગના જોઇને કેહેછે, હે સ્વામીનાથ આપ આમુંડ વેસ કરીને આવ્યા છોતે શું હું આપને નથી પીછાનતી? અપી તો હું આપને પીછાનું છું, એમ કહી કેહે છે.

**મેરે કાજીસાહેબ.આજશબ્દ નહીઈયાદ હુવા; એ રાગ.**

**સુમતી**–સુંનોમેરે પીયાહું, જાનઅંહીને, તુંમ પાંસે જીઆ. ટેક.
સોમદીન ચિંત્યા થઈ મનમાં, કેમ શામ ન આવ્યો;

બુધે શુદ્ધ ગઇ મારી પ્રીતમ, સુતી સેજમાં બોલું;
પ્રિતમ માહરો દ્વારે ઊભો, જઇ બારણાં ખોલું. સું૦૩
ગુરૂવાર દીન કરે ગર્જના, કામ ધ્યાન ચુકાવે;
સુકર ફકર કર દીલમાં જાણું, પીતુ તુમ પરણાવે.૪
શન્ની સુપનમાં આવ્યા સ્વામીજી, ભુજ માહારી ઝાલે;
કોણ દ્રોહથી સુતી સેજમાં, હુંકારો ના બોલે.સુનો૦૫
રવીવાર રૂડો ગુણવંતો, છે સાકરથી મીઠો;
દંત ધોવન બારીણીયે આવી, આપ મુખ મેં દીઠો.૬

ગદ્ય—હે સ્વામીનાથ સાતવાર તો મેં મહા દુઃખથી કાઢયા વાસ્તે હે સ્વામીનાથ આ ધુર્ત વેસ ઉતારીને આ જે જરીના વાઘા હીંડોળા ઉપર પડયાછે તે આપના સુકોમળ અંગને અર્પણ કરો, એટલે હું ખુશી થાઊં.

સ્થુલીભદ્ર—હે ભદ્રે હે દેવાણુપ્રીયે તુંમે વીચારીને બોલો, કીમકે આ જીન વેસની આસાતના થાય છે વાસ્તે આ વેસને ધુર્ત નહી કહો. આ વેસ મને ગુરૂજીના સુકોમળ હસ્તથી અર્પણ થીએલ છે;

સુમતી—હે સ્વામીનાથ આપના દીલમાં તો ઠગાઈ છે, પરંતુ મુને તો મારા શરીરના સાડાત્રણ ક્રોડ રૂંઆડા છે તેની અંદર સુઇ ખુચ્યા જેટલી વેદના પ્રાપ્ત થઈ છે, એમ કહી કેહે છે.

રાગ—દેશી ખમાચ.

**મોહે કરકે પ્યાર ગીયો સોકને દ્વાર; એ રાગ.**

સુણો સાહેબ સુજાણ, શું આ કીધું કાજ;
તજી લોક મરજાદ, કુળ કસમની લાજ;
કીયો પાત્ર સાહાજ, છોડી છીનકમેં કાજ. સુણો. ૧
આયો નંદ નરેસરકો તેડો, કરી કોલ ગયા છોડી છેડો;
મુકી માહારો કેડો, લીયો સંજમ નેહેડો, સુણો. ૨
નહી સાધુ એહી, ભેટયો રાજાજહી;
બોલ્યો કામ કહીં, રાજેંદ્ર સહી;
કરી રાહાજ કાજ, આયો પ્રાણકો સહાજ;
સુણો સાહેબ સુજાણ, શું આ કીધું કાજ. ૩

ગદ્ય–**સ્થુળીભદ્ર**–હે ભદ્રે તું મને ધુર્ત જાણી મારી પાસે આવીશ નહી, એમ કહીને કેહે છે.

**ગીતી**—મહાવીર આગમથી કહી,
શંભુતીમુની મુખથી મેં સુણી;
આ કથીર સમ સબ રીદ્ધી,
વરણવી સીદ્ધ બુધે મહાગુણી.

ગદ્ય–હે ભદ્રે હવે હું નીગ્રંથ ગુરૂજીના સાહાયથી શીષ્ય પદવિ ધારણ કરૂંછું;

**સુમતી**–આવાં સ્થુળીભદ્રનાં વઈરાગી વચન સુણી કેહે છે.

**પ્રશ્નોત્તર.**

**ધીક યુવાધીક મુજને ધીક કામ વીકારજી. એ રાગ.**

વ્રત આદરી અમ ઘેર આવીયા,
મનોહર આપણી દેહજી;

હમ તુમ સરીખી જોડી મોલી,
કીમ કરો તુંમે છેહજી;
સુનોરે સંસાર સ્વામી બીના, એ ટેક. ૧.

**સ્થુળીભદ્ર**—વ્રતધારી અમે આવીયા,
ગુરૂજી તણે ઉપદેશજી;
ચઉમાસો રેહેવા કારણે,
નવી કરો તુમે નૃત્યજી; પાળો શીયળ હવે શુભ મને. એ ટેક. ૨

**સુમતી**—ના કેહેશો તો નવ સત સજું અમો,
વરસ બાર પ્રબંધજી;
કીમ જાઊં હું આશા ભરી,
છોડી ઘો આવા ફંદજી, સુનોરે૦ ૩

**સ્થુલીભદ્ર**—સરૂપ જોયું મેં સંસારનું,
દુ:ખમાં સુખ મધુબીંદજી;
ભટકતાં ભવમાં આવી મળ્યો,
જીન વેસ સુરવીંદજી. પા૦ ૪

**સુમતી**—જોગી તો જંગલમાં વસે,
નહીં ગ્રહસ્થ પરીચારજી;
સાધતા જોગ જોયા અમે,
એ નહી મુની આચારજી. સુ૦ ૫;

**સ્થુળીભદ્ર**—સંજમ સાધશું શુભ મને,
નહી સ્ત્રિ પરીચાજીર;
કુરમા પુત્ર કેવળધર થયા,

રહી સુંદીર દ્વારજી. પા૦ ૬.

**સુમતી**-આવ્યું ધ્યાન પીયુ ક્યાં થકી,
થયા મેરૂ સમાનજી;
બુપણુ સજી હું ન બોલતી,
તુમે મનાવી સુજાણજી. સ૦ ૭

**સ્થુલીભદ્ર**-બોલતા બોલ વીસારીયા,
વધુ સંજમસે બેલજી;
કાયા માયા જાણો કારમી,
સંધ્યારૂપ સમાનજી; પાળો૦ ૮

**સુમતી**—સંધ્યારૂપી આ સંસાર છે,
જાણે જુગતનાં બાળજી;
જમતાં જમતાં રંગે રોજમાં,
તે કેમ નાવે વીચારજી. સુ૦ ૯

**સ્થુલીભદ્ર**-વિચાર આવે તો વેગળો કરે,
મુનીવર સમતા સુજાણજી.
વિષય કરમ વીશ જાણીને,
તોડે કર્મ પ્રીયાણજી. પા૦ ૧૦.

**સુમતી**—પ્યારા રસોઈ પ્રીતે કરી,
સાથે જમીએ સુજાણજી;
કહયું રે માનોને મારા નાથજી,
નારી સુમતીના પ્રાણજી; સુ૦ ૧૧

**સ્થુલીભદ્ર**--પ્રાણ ધર્યું ગુરૂજી પાપમેં,

અરપ્યું તન મન ધનજી;
વીલાપ છોડીને કરો આસના,
કીધી ચંદનબાળજી. પા૦ ૧૨

**સુમતી**—કહ્યું રે ચંદનબાળે જેહવું,
તેહવું કહો મુની રાયજી;
શાંત થઇ કહું સાહબા,
જીમ હોય કરમનો આયજી.
કરે સાધુંજી ગુરૂ શુભ મને. એ ટેક. સુ૦ ૧૩

**સ્થુલીભદ્ર**-પ્રથમ પાયો વ્રત બાર છે,
પેહેલું પરણાતીપાતજી;
જીવ દયા ધરો દીલ વિશે,
છોડો મોહની બાથજી. પા. ૧૪

**સુમતી**—વિધાર કરોરે ગુરૂજી અમ તણો,
નહી મુજ વ્રત વીવેકજી;
પાળું અમો તો વધુ તમો;
જીમ જંબુ એલાચજી. કહોરે. ૧૫

**સ્થુલાભદ્ર**—આણંદા દશ વ્રતધર હુવા,
મહાવીર જીન ઉપદેશજી;
પડીમા પુજી સ્વર્ગે ગયા,
વંદો ભવી સુર તેહજી. પા. ૧૬

ચતુરા ચઉમાસ પુરણ થયું,
જઈ રહું ગુરૂજી આવાસજી;

રહીત કલંક રૂદય કરો,

જીમ ક્ષાય કર્મનો આયજી. પા. ૧૭

ગદ્ય—હે ભદ્રે હવે અમારે ચઉમાસું પુરણ થયું વાસ્તે આજે તમારૂં મંદીર તમને ભળે છે, અને જે બારવ્રત તુમેં ગ્રહણ કર્યાં છે તે શુદ્ધ રીતે પાળજો.

**સુમતી**—હે ગુરૂજી માહારાજ આપ પાછાં ક્યારે દરીશન લાભ અમારા જેવા દીનને દેશો, એમ કહી વંદના કરે છે.

**સ્થુલીભદ્ર**—ધર્મ લાભ એમ કહી જાય છે.

# પ્રવેશ ૧૬ મો.

## સ્થળ પોસધશાળા.

**પાત્ર, સંભુતીમુની, સ્થુળીભદ્ર વિગરે ચાર શાષ્ય.**

**ગદ્ય**—સીંહ ગુફાવાસી, અહી બીજા વાસી, કુંપ મંડાણવાશી આવી સંભુતી માહારાજાને વંદના કરે છે. સંભુતીમુની અનુવંદના કહે છે, ત્યાં સ્થુળીભદ્ર આવી વંદના કરે છે, સંભુતીમુની આગળ પ્રમાણે કેહે છે.

### ગીતી

**સંભુતીમુની**—હે ત્રણ તપીતું મને ધન્ય, લાછલદે જાયાને યુગલ યુગલ ધન્ય, ચુલસી ચઉવીશી આગે ઊલંખાસે એમ કહે વીરજીન.

**ગદ્ય**—હે શીષ્યો સ્થુળીભદ્ર શીયલ ગુણથીં ચૌરાસી ચઉવીશી સુધી જુગતને વિશે તેનું નામ પ્રખ્યાત રેહેશે.

**સર્વે એકટરો. રાગ, પુર્ણ થયો આ ખેલ.**

પુર્ણ થયો આ ખેલ. સુગુણ જનો પુર્ણ થાયો આ ખેલ.
વેશ્યા મંદીરીયે રેહેતા નીસ દીન; છોડ દીો સબ કેલ. સુ૦
પંચાયણ પેરે છોડી ચાલ્યા; જાએ પનંગ કંચુકી મેલ. સુ૦
સંજમ ગુણથી સ્વર્ગે પોહોત્યા; કર્મ ઘણાયક ખેલ. સુ૦
જેહ ભવીજન સ્થુળીભદ્ર પેરે; પાળે શાયળ ગુણની વેલ. સુ૦
ગ્યાન વધીને નીત્ય ચીત વશે; તે લેશે અરહન વેલ. સુ૦
ભુલ ચુક આ નાટીક કરતાં; માફી કરો જન છેલ. સુ૦
અરજ અમારી ધ્યાન ધરીને; નીતુ જોવા આવો ગેલ. સુ૦






## શ્રી જીન સ્તુતી.

### તુને કુમર્લાજીયરવા હો પીતા મારા. એ રાગ.

વીરહો વારો ભવ દુઃખ ટાળો, ચંગા અજીત જીણંદવા. એ ટેક.
જીન ગ્રહે જાઊં પુજા વીરચાવું,
ચંગી ચંગી અંગીયા બનાવું. જીણંદવા. હે પ્રભુ મોરા. વી૦ ૧
પુસ્પ સુગંધથી મહમહે અંગ;
ગુહીઇ કરી જીન ગુણ ગાઉ. જીણદવા હે પ્રભુ મોરા૦ ૨.
આગે તેં પુજ્ય દેવહી દુજા,
વેરી કરમ અષ્ટ ધરૂજા. જીણંદવા. હો પ્રભુ મોરા.વી. ૨
તીમ હું તુમ સમ પુજી થાઉં,
બહી ગ્રહો ધારેં લેઈ જાઊ. જીણંદવા; બહી. હે પ્રભુ.વી૦ ૩
તો અરી કરમ કુટીલની સાથે;
કહે કીર ઝગડો મચાઊ. જીણંદવા, હે પ્રભુ. વી૦ ૪

# અગાઉથી ગ્રાહક થનારા સાહેબોના મુબારક નામ. ધ્રાંગધ્રા.



૫૦ નેકનામદાર ખુદાવીંદ પાટવી કુમારશ્રીઅજીતસીંહજી બાહાદુર
૨૫ કુમારશ્રી ભભુતસીંહજી બાહાદુર.
૫ રા. રા. જમનાદાસ વી. પોપટભાઈ. દીવાન.
૨૦ શેઠ. ગોવરધનદાસ દેવશી.
૨ જમાદાર. લાડભાઇ.
૨ ગાંધી ઉજમશી ઓતમ.
૧ શા. હરીલાલ જુઠાભાઈ.
૧ શા. દીપચંદ ઉકા.
૧ શા. સાંકળચંદ વિ. સુરચંદ દફતરી.
૧ શા. અમ્રતલાલ લખમીચંદ.
૧ છગનલાલ ખેતસી.
૧ જીવરાજ ખોડીદાસ.
૧ લલુભાઈ લખમીચંદ. મુંબાઈ.
૧ શા. નાગર ગફલદાસ.
૧ શા. રામજી ચાંપશી.
૩ ભટ જગંનાથ મુળજી.
૧ શા. હરજીવન ન્યાલચંદ.
૧ મગનલાલ સાંકળચંદ
૧ ગીરધર વીરપાળ
૧ શા. પરસોતમ હીમચંદ.
૧ શા. નાનચંદ મંગળજી.
૧ અમુલખ વી. બેચરદાસ.

૧ શા. છગનલાલ ડોસાભાઈ.
૧ શા. નાનજી મોતીચંદ.
૧ શા. મંગળજી નાનચંદ
૧ જીવરામ પ્રાગજી
૧ શા. ચત્રભુજ ધારશી
૧ શા. પ્રાગજી દેવશી.
૧ શેઠ. કાળીદાસ વી. બેચરભાઈ.
૧ કુંવરજી ડાહ્યાભાઈ.
૧ બા. હરીકીશન દેવરામ.
૧ તરવાડી. ગીરજાશંકર ગવરીશંકર.
૧ મણીયાર, મોહનલાલ. વી. મોતીચંદ.
૧૦ **પીપળી.** સં૦ હઠીશંગ ફુલચંદની મારફત.
૧ સં. હઠીશંગ ફુલચંદ
૧ સં. નાગર ફુલચંદ.
૧ સં. મોહનલાલ ફુલચંદ
૧ ગાં. મોતીચંદ લાલજી, માલવણ.
૧ શા. ઊમેદચંદ ડાહ્યા, બજાણા.
૧ શા. ઠાકરશી મુળજી, દુદાપર.
૧ શા. હઠીશંગ નથુ માલવણ
૧ શા. ડોસા પુંજા.
૪ શા. મગન મુળજી સાવડા
૧ વોરા છગન માન.સંગ.
૯ **ગામ કાસંદ્રા** ભાઇ ખોડીદાસ વી. સાંકળચંદની મારફત.
૧ ખોડીદાસ વી. સાંકળચંદ.
૧ શા. જેઠાભાઈ નાનચંદ.
૧ પીતાંબરદાસ માણેકચંદ
૧ ચુનીલાલ નરોતમ.

૨ ચુનીલાલ કસ્તુર.
૧ શા. ભાઈચંદ ત્રીભોવનદાસ.
૧ શા. નાગર નરોતમ જેઠા.
૧ શા. છોટાલાલ ઈશ્વરદાસ.
૧૪ બોટાદ મી. જેચંદ ઓતમ સોમાણી. તથા વોરા ત્રીભોવન હીમચંદ મારફત
૧ જેચંદ ઓતમ, સોમાણી.
૧ ગાંધી ફુલચંદ જીવણ
૧ ગાંધી સુખલાલ રતનસી
૧ મી. આણંદજી ઝવેર
૧ ગાં. મણીલાલ રાયચંદ
૧ જોશી. ભાઇશંકર જાદવજી.
૧ વોરા ત્રીભોવન હીમચંદ.
૧ વોરા સુખલાલ દીપચંદ.
૧ લગડીયા બેચર રતનશી.
૧. સો. ત્રીભોવન અમરસી.
૧ ગાંધી નરોતમ છગન.
૧ વોરા ભુરા રાયચંદ.
૧ વ. ઊજમસી ટોકર.
૧ સોની. ઓઘડ વાઘજી
૨ લાપકડા. વીરપાળ પીતામર
૧. કો લલુ પીતાંબર
૧ ભાવનગર. શા. મગનલાલ સુંદરજી.
૧૩ રાજકોટ વોરા. વનુભાઇ. વી. હીરાચંદની મારફત.
૧ વોરા. વનુભાઇ વી. હીરાચંદ.
૧ મેતા ફુલચંદ અનોપચંદ.
૧ ત્રીભોવન કરશન.

૨ દોશી ભાઇચંદ બેહેચરદાસ

| | |
|---|---|
| ૧ કો. વનમાળી કરશન. | ૧ મેતા. કશળચંદ સુંદરજી |
| ૧ પરી. રણછોડદાસ ઝવેર | ૧ વોરા. તયબજી હસનભાઇ |
| ૧ પરી. ઠાકરશી પુંજા | ૧ મી૦ લક્ષમીચંદ ઉતમચંદ |
| ૧ રા. રા. કલ્યાણજી હીરાચંદ | ૧ રા. રા. ગોવરધન હરીદાસ |

૧૪ **વીરમગામ**–શા. સાંકળચંદ કેશવજીની મારફત.

| | |
|---|---|
| ૨ શા. જેમલ સુખલાલ | ૨ શા મણીલાલ જુગજીવન |
| ૨ શા. મગનલાલ લાલચંદ | ૧ પંડયા મોતીરામ આશારામ |
| ૧ ભ. ધનજી પ્રભુરામ | ૧ શા. મુળચંદ વીરચંદ. |
| ૧ શા. લલુ વલમ | ૧ પટેલ જગજીવન મોરાર |
| ૧ વોરા ચુનીલાલ ગોવીંદજી. | ૧ મનસુખ જસરાજ |
| ૧ પટેલ મણીલાલ મોતીલાલ | |

૨૦ **અમદાવાદ.** વાડીલાલ મગનલાલ કંટ્રાકટરની મારફત

| | |
|---|---|
| ૫ શેઠ. અમરતલાલ ગોકળદાસ. | વીસનગર. |
| ૧ રા. રતીલાલ પોપટલાલ. | મુંબાઇ. |
| ૧ રા. હઠીસંગ દામોદરદાસ | ॥ |
| ૧ રા. અમરતલાલ ચુનીલાલ | ॥ |
| ૯ રા. ચુનીલાલ ધરમચંદ | પાલનપુર. |
| ૧ રા. છોટાલાલ દોલતરામ. | અમદાવાદ. |
| ૧ રા. મોહનલાલ તારાચંદ | ॥ |
| ૧ શા. મોહનલાલ બાલાભઇ | ॥ |
| ૧ શા. મણીલાલ લલુભાઇ | ॥ |
| ૭ શા. વાડીલાલ મગનલાલ કંટ્રાકટર | ॥ |

# जाहेर खबर.



સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે આ ચોપડી રાજકોટમાં માસ્તર લક્ષ્મીચંદ ઊત્તમચંદ પાસેથી મળશે તથા બનાવનાર પાસેથી મળશે.

કર્તા.

શા૦ પોપટલાલ મુળચંદ.

મુ૦ ધાંગધ્રા.

